ॐ श्री

M



# મરણ પછી શું થાય છે ?

# થિઑસૉફિકલ સોસાયટી સંબંધમાં કંઈ કંઈ.

આ સોસાયેટી તે અમુકજ ધર્મને માનનારૂં મંડળ નથી, પરંતુ સત્ય (Truth)ને શોધનાર અને 'સત્ય'નેજ પ્રાધાન્ય ગણનારા ઉત્સાહી કામ કરનારાઓનું મંડળ છે. **આ મંડળ સને ૧૮૭૫ ના નવેમ્બર માસની ૧૭ મી તારીખે અમેરિકાના ન્યુયોર્ક શહેરમાં મહાપુરૂષ શ્રીકર્નલ ઑલ્કૉટ તરફથી સ્થાપવામાં આવ્યું હતું, અને મહાદેવી બ્લૅવૅટસ્કી તે મંડળના ખાસ કાર્યવાહક હતા. આ સોસાયેટીના હાલના પ્રમુખની જોખમભરી અને અત્યંત પવિત્ર જગો ભગવતી ઍનીબિસાંટ ભોગવે છે.** તે મંડળના નીચેના ત્રણ હેતુઓ છે, પરંતુ પ્રથમનો હેતુજ દરેક સભાસદને બંધનકર્તા છે. બીજા અને ત્રીજા હેતુ જેઓ સોસાયેટીમાં દાખલ થયા પછી પોતાના જીવનને બ્રહ્મવિદ્યાથી રંગવા માગે છે તેઓને માટે છે. એટલે બીજો અને ત્રીજો હેતુ દરેકે અમલમાં મૂકવો એવું બંધન નથી.

૧. કોઇ પણ જ્ઞાતિ, જાતિ, ધર્મ અને રંગનો ભેદ રાખ્યા વગર મનુષ્યજાતિના ભ્રાતૃભાવનું એક કેન્દ્રસ્થાન (Nucleus) બનાવવું.

૨. ધર્મ, તત્વદર્શન-ફીલસુફી અને સાયન્સનો મુકાબલે અભ્યાસ કરવામાં ઉત્તેજન આપવું.

૩. કુદરતના નહિ સમજાયેલા નિયમો અને માણસમાં રહેલી અપ્રકટ શક્તિ સંબંધમાં શોધખોળ કરવી.

ॐ श्री

M

# મરણ પછી શું થાય છે?

## થિઑસૉફીના આધારભૂત ગ્રંથોપરથી


રચનાર,

**ચીમનલાલ કચરાભાઈ શાહ.**

( ફૅલો, થિઑસૉફિકલ સોસાયટી ),

તપસ્વિની' નાટક, 'ગુરૂમંત્ર' ઈ. નો લેખક,

અમદાવાદ.



પ્રકાશક,

**ચીમનલાલ ત્રિભુવનદાસ શાહ.**

( ફૅલો, થિઑસૉફિકલ સોસાયટી ),

માંડવીની પોળ, સુરદાસ શેઠની પોળ,

અમદાવાદ.

ઈ. સ. ૧૯૧૭.

મૂલ્ય રૂ. ૦-૧૦-૦.

અમદાવાદ—ધી "ગુજરાત પ્રીન્ટિંગ પ્રેસ" માં
શા. સોમાલાલ મંગળદાસે છાપ્યું.

આવૃત્તિ ૧ લી. પ્રત ૫૦૦.

## પુસ્તક મળવાનાં ઠેકાણાં.

૧. પ્રકાશક, 'ગુરૂમંત્ર,' ૨૨૬૨, ધનાસુતારની પોળ, અમદાવાદ.

૨. સી. ટી. શાહ, માંડવીની પોળ, સુરદાસ શેઠની પોળ, અમદાવાદ.

૩. મેનેજર, બ્લૅવૅટ્સ્કી લૉજ, થિઑસૉફિકલ સોસાયટી, ઍપોલો સ્ટ્રીટ, કોટ, મુંબાઈ.

' મરણ પછીની સ્થિતિ 'નું અગાધ જ્ઞાન ધરાવનાર



મહાપુરુષ શ્રી સી. ડબલ્યુ. લીડબીટર.

‘ ગુપ્તજ્ઞાન ગુહા ’ ના ભારે ભોમિયા,

‘ મરણ પછીની સ્થિતિ ’ સંબંધમાં અગાધ જ્ઞાન ધરાવનાર,

સ્થૂલ ભુવન અને સૂક્ષ્મ ભુવનની વચ્ચે રહેલું અંતર

તોડી પાડવા મથનાર,

**મહાપુરૂષ શ્રી સી. ડબલ્યુ. લીડબીટરના**

**ચરણકમળે**

ભક્તિભાવસહ અર્પનાર,

‘ ગુપ્તજ્ઞાન ગુહા ’ ના પ્રવેશકઃ—

૧૦–૪–૧૯. સી. કે. શાહ.

"That heaven and purgatory are round us is obvious to one who is clairvoyant-*Mrs. Annie Besant.*

"We are not separated from the dead, for they are here about us all the time. × × So that we have lost not our loved ones but the power to see them. × × There is no reward or punishment from outside"—*Mr. C. W. Leadbeater.*

"It is in the astral world and in the astral body that each one of us lives during the hours of sleep every day of our lives"—*Mr. C. Jinarajadasa.*

"વિશ્વદૃષ્ટિવાળાને ખુલ્લું જણાય છે કે સ્વર્ગ અને નરક આપણી આસપાસજ છે. **મીસીસ ઍની બિસાંટ.**

"મરનારથી આપણે જુદા પડ્યા નથી પણ તેઓ સઘળો વખત આપણી આસપાસજ છે. તેથી તેઓને આપણે ગુમાવ્યા નથી પરંતુ તેમને જોવાની શક્તિ ગુમાવી છે. બ્હારથી કોઇ (આપણા અહીંના કર્મોનો) બદલો કે શિક્ષા આપતું નથી." **મી સી. ડબલ્યુ. લીડબીટર.**

આપણી જીંદગીના દરેક દિવસે નિદ્રાવસ્થામાં આપણે વાસના શરીરથી વાસના લોકમાંજ જીવીએ છીએ. (મરણ પછી જ્યાં આપણે જવાનું છે ત્યાં આપણે રોજ રાત્રે જઇએ છીએ).

**મી. સી. જીનરાજદાસ.**

# બે બોલ.

ચાલુ જમાનો કે જેમાં મહાજ્ઞાનવંત ઋષિ–મુનિઓ દુનિયાના બાલજીવો સમીપ ભાગ્યેજ દર્શન દે છે તેમાં 'મરણ પછીની સ્થિતિ' નું જ્ઞાન લોકોને આપવા પ્રયાસ કરવો એ અલબત્ત એક સાહસજ લેખાય પરંતુ જે મંડળ (Society) પોતાના મુદ્રાલેખ તરીકે 'There is no **religion higher than truth,**' 'सत्यान्नास्ति परोधर्मः' 'સત્યથી વધીને (બીજો) કોઈ ધર્મજ નથી' એમ જણાવે છે તેનો હું એક અંગભૂત હોવાથી હું, જેને અમારૂં મંડળ અને હું 'સત્ય' તરીકે ઓળખીએ છીએ, તે જનસમુહ આગળ રજુ કરૂં તો હું કાંઇ ઉતાવળીયું પગલું ભરતો નથી એમ માનું છું એટલુંજ નહિ પરંતુ જે 'સત્ય' કોઇપણ પ્રસંગમાં અચળ અને અમર રહે છે તે સંબંધનું જ્ઞાન દુનિયામાં ફેલાવવું એ હું મ્હારી પવિત્ર ફરજ સમજું છું. મ્હારે જણાવવું જોઇએ કે નથી હું ગુપ્તજ્ઞાન (mysticism) નો ભોમિયો કે નથી હું 'મરણ પછીની સ્થિતિ' સંબંધમાં અગાધ જ્ઞાન ધરાવનાર પરંતુ તે જ્ઞાન જે ઘણાજ બ્હોળા રૂપમાં ધરાવે છે તેવા મહાત્માએ આપેલા તે જ્ઞાનામૃતનું પાન કરનાર હું છું. જે જ્ઞાન આ ન્હાનકડા ગ્રંથદ્વારા હું પ્રસારવા માગું છું તેને

'આપ્ત વાક્યમ્ પ્રમાણમ્' તરીકે મ્હેં સત્યરૂપે માની લીધું નથી પરંતુ જે સંબંધમાં પ્રકટ થયેલા લગભગ બધા ગ્રંથોનો અભ્યાસ અને વિચાર કરી મ્હેં તેને 'વાસ્તવિક' માની લીધું છે અને તેજ પ્રમાણે હું તે વાચક સન્મુખ રજુ કરૂં છું; એટલે તે બધાએ 'સત્ય' તરીકે સ્વીકારી લેવુંજ જોઇએ એવો મ્હારો આગ્રહ હોઈ શકેજ નહિ પરંતુ જેઓને વિચાર કરતાં બુદ્ધિગમ્ય ( Rational ) અને મદદરૂપ ( Helpful) જણાય તેણેજ તેનો સ્વીકાર કરવો અને તેવા આત્માઓ માટેજ તે જ્ઞાન મહાસમર્થ ઋષિમુનિઓએ પોતાના સ્વીકારેલા શિષ્યોદ્વારા આ સમય જોઇને ( કે જે સમયમાં વ્હેમ અને ધર્માંધતા દૂર નાસતી જાય છે, સત્ય સૂર્ય પ્રકાશતો જાય છે અને તેના કીરણથી આનંદ લેનારા સેંકડો અને હજારો જાગે છે ) તે જગતને આપ્યું છે. હું પણ તે મહાન્ શિષ્યોની નેહેર ( Channel ) બની તે જ્ઞાન સંસ્કારી આત્માઓને આપવા આ ગ્રંથદ્વારા પ્રયાસ કરૂં છું. થિઑસૉફીના અનેક ગ્રંથો પૈકી મુખ્યત્વે કરીને મી. લીડબીટરના 'The other side of death' નામક પુસ્તકનો મ્હેં આ પુસ્તક લખતી વખતે આશ્રય લીધો છે અને તે ખાતર તે વિદ્વાન લેખકનો હું ઘણોજ ઉપકાર માનું છું.

આ ગ્રંથમાં થિઑસૉફીને જે માન્ય ન હોય એવી વાત મ્હેં કોઇ સ્થળે લખી હોય તો તે મ્હારા અજ્ઞાનનું પરિણામ સમજવું પણ એટલા મ્હારા ગુન્હાથી કોઇએ આખી સોસાયટી અને થિઑસૉફીના સિદ્ધાંતોને નિન્દવા તૈયાર બની જવું નહિ, એ મ્હારી વાચકવર્ગ પ્રતિ નમ્ર અરજ છે.

અમદાવાદ.
તા. ૧૦–૪–૧૭.

**સી. કે. શાહ.**

ૐ શ્રી

M

# મરણ પછી શું થાય છે?

કેવો વિચિત્ર વિષય—એમ ઘણા જીવાત્માઓ કહેશે. દુનિયાનું સ્વરૂપજ એવું વિચિત્ર છે કે એક દૃષ્ટિબિન્દુથી જોઇએ તો એક વસ્તુ વિચિત્ર અને નહિ માનવા લાયક જણાય, જ્યારે બીજા દૃષ્ટિબિન્દુથી જોતાં તે વસ્તુ સ્વભાવિક અને બુદ્ધિગમ્ય લાગે, અને તે ઉપરાંત પ્રથમના દૃષ્ટિબિન્દુ તરફ તિરસ્કાર ઉદ્ભવે. આ પ્રમાણે દુનિયાનું આશ્ચર્ય, વિચિત્રપણું—વગેરે જે કહો તે—છે. લોકવાક્ય છે કે 'બહુ રણીયાને રણ નહિ અને અને બહુ દુઃખીયાને દુઃખ નહિ' તેજ પ્રમાણે જેણે જે જે આશ્ચર્યકારક વાતો કહેવામાં આવે છે તેવી ઘણી વાતો સંબંધ માં માથું માર્યું હોય છે તેને કોઇ ચીજને 'આશ્ચર્યરૂપ' જાહેર કરવાનું એકદમ મન થતું નથી, જો કે ચીજના બહિર સ્વરૂપથીજ ડરનારા તેને આશ્ચર્ય ફૂટી મારે તો તે કોઇનાથી

રોકી શકાતું નથી. તેજ પ્રમાણે ' મરણ પછીના સ્થિતિ ' નું છે. આજથી પચાસ વર્ષ પૂર્વે જો કોઇ ' મનુષ્ય મરીને ક્યાં જાય છે અને શું કરે છે ? ' તે સંબંધમાં કોઇ જ્ઞાન આપવા બેસે તો તેને ધિક્કારી કાઢવામાં આવતો એટલુંજ નહિ પરંતુ તેનું કહેવું સરખું સાંભળવા કોઇ તૈયાર થતું નહિ—એટલો બધો પશ્ચિમ દેશોમાં જડવાદ ( **Materialism** ) પ્રસરી રહ્યો હતો, જ્યારે આપણા આર્યદેશમાં જુદા જુદા ધર્મવાળા તે સંબંધમાં જુદું જુદું જ્ઞાન આપતા એટલે ' સત્ય ' મેળવવું અતિશય કઠિન થઇ પડ્યું હતું અને તે કદાચ કોઇ આપનાર નીવડે તોપણ તે માનવું એ પણ ' બુદ્ધિને બ્હેર મારી નાંખવા ' જેવું ગણાતું; તેથી ' મરણ પછીની વાત પરમેશ્વર જાણે ' કહી આપણે નિરાશ થઇ બેસી રહેતા. આવી સ્થિતિમાંથી આસ્તે આસ્તે જમાનો બદલાયો અને પ્રેતવાદ **Spiritualism** તરફથી ' આત્માના અમરપણા ' વિષે અને ' મનુષ્યની મરણ પછીની સ્થિતિ ' સંબંધે કંઇ કંઇ જાણવામાં આવ્યું અને મનુષ્યની ઘણીજ થોડી સંખ્યા તે સંબંધમાં ' હાજી હા ' કહેવાની હીમત ધરતી થઇ. પશ્ચિમ તરફની પ્રજાના આચાર-વિચારોએ કરેલી આપણાપરની સજજડ અસરના પરિણામે આપણી પ્રથમની સ્થિતિ થઇ હતી તેજ પ્રમાણે બીજી સ્થિતિ

પણ થઇ અને આપણા ઋષિમુનિઓએ જણાવેલાં સત્યો જેવાં કે 'આત્માની અમરતા' 'પૂનર્જન્મ,' 'કર્મનું પરિણામ' વગેરે જે આપણે સ્વીકારવા શરમાતા હતા તે પશ્ચિમની પ્રજા તરફથી જણાવા લાગ્યું એટલે આપણે તે સ્વીકારતાં થોડી થોડી શરમ છોડતા ગયા ! 'જીવનમુક્ત'ની દશા સુધી પ્હોચેલા પરમ પૂજ્ય મહાત્માઓ કે જેઓ '**મોરિયા**' અને '**કુથહુમી***' પ્રભુના નામથી ઓળખાય છે તેમણે આ પ્રમાણેની સ્થિતિ જોઇ કે તરતજ પશ્ચિમ દેશમાં જન્મ પામેલા પરંતુ આપણા આર્યધર્મના વિચારો અને સંસ્કારોથી ભરેલાં હૃદય ધરાવનાર (રશિયન બાનુ) **મહાદેવી ઍચ. પી. બ્લૅવૅટ્સ્કી** તરફથી અને તેમની સાથે કામ કરનાર બીજી મહાન્ વ્યક્તિઓ તરફથી આપણાજ દેશમાંથી બીજા દેશમાં મોકલવામાં આવતું (exported) પરમ પવિત્ર આત્મિકજ્ઞાન આપણા દેશમાં એકવાર ફરીથી પરંતુ પશ્ચિમની જો કે મહાન્ અને પૂજ્ય વ્યક્તિઓ તરફથી આપણને મળવા માંડયું અને ઋષિ-મુનિઓનો સંબંધ (આટલોજ) આપણી સાથે શરૂ

---

* બન્ને મહાત્માઓ તિબેટમાં આવેલા શિગાત્સે શહેરની પાસેના હિમાલયના પ્રદેશમાં પોતાના પવિત્ર આશ્રમમાં રહે છે. પ્રથમના મહાત્મા રજપુત શરીરમાં અને બીજા કાશ્મિરી બ્રાહ્મણના શરીરમાં રહે છે.

થયો. તે જ્ઞાન પશ્ચિમ તરફની વ્યક્તિઓ તરફથી આપણને ન મળ્યું હોત તો આપણે તે માની શકત કે કેમ તે એક શંકા છે; અને પૂજ્ય જીવનમુકત મહાત્માઓએ તેજ કારણથી પશ્ચિમની વ્યક્તિઓને જ્ઞાન મોકલવાના સાધનરૂપે વાપરી હશે એમ જણાય છે, જો કે તે વ્યક્તિઓ બીજી કોઇ નહિ પરંતુ આપણા આર્યદેશમાં તેમના આગલા જન્મોમાં આર્યદેહોમાં ખ્યાતિ ધરાવતી અને આર્ય ધર્મપર પ્રેમ ધરાવતી એમ માનવામાં આવે છે. હવે તે મહાત્માઓએ તે વ્યક્તિઓદ્વારા '**મનુષ્ય મરીને કયાં જાય છે** અને શું કરે છે?' તે સંબંધમાં શું જ્ઞાન આપ્યું છે તે આપણે જોઇએ. આ ન્હાનકડા ગ્રંથમાં જે જ્ઞાન આપવામાં આવનાર છે તે તે મહાત્માઓ તરફનું છે, એટલે તે આડે રસ્તે દોરનારૂં કે ભ્રમણાથી ભરેલું નથી એટલું જણાવવા ખાતર ઉપરનો ઇતિહાસ લખવાની જરૂર પડી છે. તે સાથે મ્હારે એ પણ કહેવું જોઇએ કે હાલનું વિજ્ઞાનશાસ્ત્ર ( Science ) પણ આસ્તે આસ્તે તે જ્ઞાન તરફ સહાનુભૂતિ ( Sympathy ) બતાવતું જાય છે. તે ઉપરાંત આમાં જણાવેલી હકીકતોના સત્યાસત્ય સંબંધી પૂર્ણ રીતે તપાસ કરવામાં આવ્યો છે, જેને પરિણામે તે હકીકતો સાચી ઠરી છે. હવે આપણે મૂળ મુદ્દાપર આવીએ.

# મરણ એ શું ?

વાસ્તવિક રીતે મરણનો કંઈ અર્થ જ થતો નથી. There is no death—મરણ છે જ નહિ. દરેક વસ્તુનું રૂપાંતર થાય છે પરંતુ જે સૂક્ષ્મ અણુઓ ( Atoms ) ની વસ્તુ બનેલી છે તે તો નાશ પામતાં જ નથી એમ હોવાથી 'મરણ' એ શબ્દ અધ્યાત્મશાસ્ત્રની દૃષ્ટિએ કંઈપણ અર્થ ધરાવતો નથી. આપણે જેને મરણ કહીએ છીએ તે સ્થૂલ શરીર ( Physical body ) ઉતારી નાંખવું તે છે. આયુષ્ય ( Man's life on earth ) પૂરૂં થતાં માણસને કુદરતના અચળ કાયદાના પરિણામે તેનું બહારનું શરીર છોડી દેવાની ફરજ પડે છે અને તે છોડી દે છે એટલે આપણે 'તે મરી ગયો' એમ કહીએ છીએ, પરંતુ તે મરી જતો નથી. દરેક મનુષ્યને સ્થૂલ શરીર ઉપરાંત બીજાં કેટલાંક શરીરો હોય છે. હિન્દુધર્મ તેને વાસના શરીર, સૂક્ષ્મ શરીર, અને કાર્મણ શરીરના નામથી ઓળખે છે જ્યારે જૈન ધર્મ તેને તૈજસ, સૂક્ષ્મ અને કાર્મણ શરીરના નામથી ઓળખે છે. થિઑસૉફિ તેને તારક ( astral ) માનસિક ( Mental ) અને કાર્મણ ( causal ) શરીર તરીકે જણાવે છે. માણસ સ્થૂલ શરીર છોડે છે એટલે એક

ડગલો ઉતારીને ફેંકી દે છે અને તે ડગલા સિવાયના બીજા વસ્ત્રોથી પોતાનું કામ ચલાવે છે. આ રીતે જણાશે કે 'મરણ' શબ્દનો કંઇ અર્થજ થતો નથી અને જો થાય છે તો તે એટલોજ કે સ્થૂલ શરીર જે પંચ મહાભૂત ( elements ) નું બનેલું છે તેનું તેજ મહાભૂતોમાં મળી જવું–ભળી જવું જેથી કુદરત–દૈવીશક્તિ–કર્મનો કાયદો–ઇશ્વર–પ્રભુ તે તત્વોને બીજા કોઇ સારા શરીર બાંધવામાં અથવા તો એવાંજ કામમાં લે.

## મરણ પછી શું થાય છે ?

સ્થૂલ શરીરનો સંબંધ માણસે તોડી નાંખ્યા પછી અમુક વખત સુધી તે બેભાન અવસ્થામાં ( sub–conscious state ) પડયો રહે છે અને ત્યાર પછી તે તે લોક જેને આપણે પ્રેત લોક, સૂક્ષ્મ ભૂવન, વાસના ભૂવન, તારક ભૂવન ( astrala plane ) કહીએ છીએ, તેમાં જાગ્રત થાય છે એટલે કે તેના પોતાના જેવા જીવો–સ્થૂલ શરીર વગરના જે લોકમાં હયાતિ ધરાવે છે ત્યાં તે પોતાને જુએ છે. હવે, સવાલ એ થશે કે આ લોક કયાં છે ? અહીંયા, આપણી આસપાસ, અત્યારે જ તે હયાતિ ધરાવે છે અને તે માટે જ એમ કહેવામાં આવે છે કે આપણે મરનાર મનુષ્યોને ગુમાવ્યા

નથી પરંતુ તેમને જોવાની શક્તિ ગુમાવી છે. આપણે સ્થૂલ શરીરવડે ( મુખ્યત્વે કરીને ) જાગ્રત દશામાં કામ કરીએ છીએ અને તેથી તે શરીરો વડે કામ કરનારા જ્યાં એકત્ર થાય છે તેને સ્થૂલ ભુવન એવું નામ આપીએ છીએ તેજ પ્રમાણે 'વાસના શરીર' ( સ્થૂલ શરીરની તરતનું અંદરનું શરીર—(astral body ) થી કામ કરનારા જ્યાં એકત્ર થાય છે તેને આપણે 'વાસના લોક' એ નામથી ઓળખીશું. આ વાસના લોકમાં તે નવો મનુષ્ય આવેલો છે એવું તેને તરત ભાન થતું નથી કારણ કે તે પોતાને પોતાના જેવાજ શરીરમાં, પોતે રહેતો હતો તે જગોમાં અને તે મનુષ્યો સાથે પોતાને જુએ છે. કારણ ? વાસના લોક એ બીજું કાંઈ નથી પરંતુ આપણા સ્થૂલ ભુવનનો અંદરનો એક ભાગ ( Counterpart ) છે. જેમ એક વસ્તુ પર ચાર જાતના રંગ ચઢાવેલા હોય અને તેમાં સૌથી બ્હારનો એક રંગ જતો રહેવાથી તે વસ્તુના મૂળ રૂપમાં ફેરફાર પડતો નથી તેજ પ્રમાણે સ્થૂલ જગતનો પાસ—પડદો—રંગ—ખોખું—સંબંધ જતો રહેવાથી બીજો ખાસ ફેરફાર થતો નથી. પરંતુ સ્થૂલ શરીર જવાની સાથે તે શરીરમાં લાગતાં ભૂખ, કંટાળો, શ્રમ વગેરે જતાં રહેવાથી તે માણસને અમુક વખતે તે સંબંધમાં ભાન થાય

છે. વળી, પોતે સ્થૂલ ભુવન પરનું ભાન ( Consciousness ) ગુમાવેલું હોવાથી અને પોતાના, મિત્રો, સગાંવ્હાલાં, વગેરે સૌ સ્થૂલ ભુવન પર જ પોતાનું ભાન મુખ્યત્વે કરીને દિવસના વખતે લગાવતા હો ાથી તેઓને જ્યારે આ સૂક્ષ્મભુવનમાં આવેલો માણસ બોલાવવા માંગશે, વાતચીત કરવા માંગશે, તેમને પોતાની તરફ ગુસ્સાથી ખેંચવા માંગશે, ત્યારે તેઓ તેનો જવાબ આપવાના નહિ, તે વખતે તેને જણાશે કે તેના સંબંધમાં કંઇ નવો બનાવ બનવા પામ્યો છે અને પોતે મરણ પામ્યો છે–પોતાનું સ્થૂલ ભુવનપરનું ભાન મરણ પામ્યું છે, અને તેની સાથે જ તેનું દુઃખ શરૂ થવાનું. પરંતુ તે દરેક માણસ માટે નહિ. જે માણસને કોઇ પણ જગોની કોઇ પણ સ્થિતિની, કોઈ પણ શરીરની પરવા નથી તેને તો કશું દુઃખ થવાનું જ નહિ–આ બેદરકાર માણસ માટે નથી કહેવાતું પણ જે માણસે દુનિયાની માયા–મોહની જાળને જીતી છે તેને માટે કહેવામાં આવે છે. જેટલે અંશે મનુષ્યે સ્થૂલ ભુવન પરનો અને તે પર વસનારાનો અને સ્થૂલ ચીજો સાથેનો માયિક સંબંધ-મોહ વધારેલો હોય છે તેટલે અંશે તેને દુઃખ પ્રાપ્ત થાય છે. હવે જુદી જુદી પ્રકૃતિવાળાઓને જુદાં જુદાં સુખ દુઃખ આ ભુવનમાં કેવી રીતે પ્રાપ્ત થાય છે તે આપણે જોઇશું.

## ધર્માંધતાનું પરિણામ.

કેટલાક શાસ્ત્રો—શાસ્ત્રના કથનનો હેતુ—ભાવાર્થ—આશય સમજ્યા વગરના ઉપદેશકો—વ્યાખ્યાન આપનારાઓ લોકોના મનમાં એવું ભરાવી દેછે કે મનુષ્યે સ્થૂલ ભુવનમાં રહી સારાં કામ કર્યાં હોય તો તેના આત્માને સુન્દર શરીર પ્હેરાવી મરણ પછી આકાશમાં ચંદ્ર—સૂર્ય—તારા વગેરેથી પણ ઘણે જ ઉંચે સ્વર્ગ નામની એક જગો છે ત્યાં લઇ જવામાં આવે છે અને ત્યાં તેને બિહિસ્ત—જન્નત—સ્વર્ગની પરીઓ—હુરો—અપ્સરાઓની સાથે મેળાપ કરાવી દેવામાં આવે છે અને તે પ્રકારે તે સેંકડો વર્ષો સુધી ઉચ્ચ સુખ ભોગવે છે એટલે કે ખુલ્લુ કહીએ તો અહીં સ્થૂલ ભુવનપર બ્રહ્મચર્યથી ભરપૂર નિષ્કલંક પવિત્ર જીંદગી ગુજારનારને સ્વર્ગમાં કુદરત—ઇશ્વર તરફથી પરાણે—પરાણે વિષયી બનાવવામાં આવે છે અને તેના ઉચ્ચ સ્વભાવ અને તેની ઉચ્ચ વાસનાઓને ઇશ્વર તરફથી જ બદલી નાંખવામાં આવે છે અને તેને વિષય વાસનાથી ભરપુર જીંદગી ગુજારવાની ફરજ પડે છે! કેવી ઉત્તમ (?) માન્યતા! પવિત્ર જીંદગી ગુજારનારને કેવું પરિણામ અને તે પણ ઇશ્વર તરફથી મળે છે! બુદ્ધિમાં પણ ન ઉતરે એવી આ પ્રકારની માન્યતા જેઓના મગજમાં ઠસી ગઇ હોય છે અને જેઓએ પોતે આ દુનિ-

યામાં પવિત્રજીંદગી ગુજારી હોય છે પરંતુ સ્વર્ગમાં જઈ પરીઓ-દેવીઓની સાથે આનંદ મ્હાલવાનું ધારી મૂકયું હોયછે તેઓ જ્યારે આ પ્રેતલોકમાં મરણ બાદ આવે છે ત્યારે તેઓની દયાજનક દશા જોઈ દરેક સમજુ-વિચારશીલ માણસને લાગી આવે છે. અહીં તો તે પોતાને તેની તેજ જગોએ તેના તેજ સંબંધીઓ વચ્ચે ભાળે છે અને જે વાસના તેણે સ્થૂલ ભુવનમાં પોષી હોય છે અને જે સારૂ તેણે તપ-જપ અને કષ્ટ ઉઠાવ્યું હોય છે તે વાસના અહીં તૃપ્ત ન થવાથી તે નિરાશ થાય છે અને તે વાસનાને લીધે દુઃખી થાય છે. અમુક વાસનાથી માણસ શી રીતે દુઃખી થાય છે તે આપણે આગળ જોઈશું. હવે જે માણસે જીંદગીમાં ખરાબ કામો કર્યાં હોય છે તેને માટે શાસ્ત્રમાં એવું લખ્યું છે કે તેને પૃથ્વીની નીચે હજારો માઈલ હેઠેના અંધકારમાં લઈ જઈ અગ્નિના કુંડમાં હજારો વર્ષ સુધી રાખવામાં આવશે અથવા તેને અમુક અમુક શિક્ષાઓ યમ ( શયતાન-જમ-જમડા ) તરફથી તે નરક-પાતાળ-જહન્નમ-(Hell-fire-Purgatory)-માં કરવામાં આવશે એવું જેને ઉપદેશવામાં આવ્યું હોય તેની શું ગતિ થાય છે ? તે મનુષ્યને જ્યારે ભાન થાય છે કે તેનું સ્થૂલ શરીર મુકાયું છે ત્યારે તે ગભરાય છે, બ્હીએ છે, ધ્રુજે છે અને હમણાં કાંઈ

રાક્ષસ આવી તેને ગળી જશે, હમણાં તેને કાપી નાંખવામાં આવશે, હમણાં તેને બાળી નાંખવામાં આવશે એવી ધારણાથી તે કંપારો ખાય છે. ધર્મશાસ્ત્રના કથનનો ભાવાર્થ સમજ્યા વગર ઉપદેશ કરનારાઓ સુખ પ્રસારવાને બદલે કેટલું બધું અજ્ઞાન—દુઃખ—અંધકાર પ્રસારે છે તે જણાશે. ધર્મના ઉપદેશકો આવા પ્રકારનું જ્ઞાન પ્રસારવામાં શો હેતુ ધરાવતા હોવા જોઇએ તે આપણે હવે જોઇએ. ધર્મના સ્થાપક અને નેત્તાઓનો આશય તો હમેશાં પવિત્ર હોય છે પરંતુ જેઓ પાછળથી ઉભા થયા હોય છે, જેઓમાં ગુપ્તજ્ઞાનની દૃષ્ટિ ( Mystic sight ) ખ્યાતિ ધરાવતી નથી, જેઓ સૂક્ષ્મ ચીજો અને સૂક્ષ્મ ભુવનો નજરે દેખી શકતા નથી એટલે જેઓ ઉંડા જોનારા (Seer) નથી તેઓ આ શાસ્ત્રનો શબ્દે શબ્દ ( Literary ) અર્થ કરવા જાય છે અને તેથી ઉંધું વેતરાય છે. સ્વર્ગમાં સેંકડો સુખો અને નરકમાં દાવાનળ દુઃખો છે એવું બોધવાનું કારણ સાધારણ મનુષ્યો કે જેઓમાં ધર્મના ઉંડા રહસ્યો સમજવાનું જ્ઞાન નથી હોતું તેમને દુષ્ટ કૃત્યોમાંથી દૂર કરી સારાં કૃત્યો તરફ તેમની દૃષ્ટિ લગાડવાનું હોવું જોઇએ. પરંતુ તે આશય સફળ થવાને બદલે જુદુંજ પરિણામ આવે છે તે આપણે ઉપર જોયું.

## નરક–જહુન્નમ–દોઝક–યમલોક–Purgatory–Hell–fire તે શું ?

જે ક્ષેત્રમાં–ભુવનમાં મનુષ્યને પોતાનાં દુષ્ટ કાર્યો માટે પશ્ચાતાપ થાય–શિક્ષા મળે અને પોતાનાં કર્મોનું ભાન થાય અને સાથે સાથે દુષ્ટ વાસના નરમ પડતી–ઘસાતી જાય તે ભુવનને ઉપરનાં નરક વગેરે નામ આપવામાં આવે છે. આપણે પ્રથમ આ સમજવું જોઇએ કે નરક એ કંઇ આપણી દુનિયાની ઘણે જ છેટે–નીચે–ઉંડાણમાં બીજા કોઇ પ્રકારની જગો નથી પરંતુ નરક અને સ્વર્ગ બન્ને લોક અત્યારે–હમણાં જ–સર્વદા આપણી આસપાસ હયાતિ ધરાવે છે. ત્યારે, આપણાં મરી ગયેલાં સ્વજનો શું અહીં જ આપણી પાસે છે ? હાજી. માટે જ થિઑસૉફિકલ સાહિત્યમાં એમ કહેવામાં આવે છે કે **આપણે આપણા સ્વજનોને ગુમાવેલ નથી પરંતુ તેમને જોવાની શકિત ગુમાવી છે.**

### દારૂડીયાને નરકમાં થતી શિક્ષા.

દારૂડીયા જ્યારે સ્થૂલ શરીર ઉતારી સૂક્ષ્મ ભુવનમાં જાગે છે ત્યારે તેનામાં બીજો કાંઇ ખાસ ફેરફાર થતો નથી. તે અહીં વાસનાલોકમાં વાસનાશરીરથી કામ કરતો હોવાથી તેનું બધું જોર વાસના શરીર ખેંચી લેછે અને તેથી તેની

દારૂ પીવાની ઇચ્છા ઘણીજ વકરે છે—જોર પામે છે—ઉશ્કેરાય છે. પરંતુ અહીં તે દારૂ પી શકતો નથી, કારણ કે હાથ, મ્હોં વગેરે તો તેણે સ્થૂલ ભુવનમાંજ મૂકી દીધું છે. પણ જે વાસનાને તેણે સ્થૂલ શરીરમાં રહી પ્રબળ કરી હતી તે તો તેવી જ—અરકે તેથી વધારે જોરવાળી થઇ છે અને જુઓ, હવે તે કેટલો હેરાન થાય છે. તેની વાસના તેને દારૂના પીઠામાં ઘસડી જશે. તે દારૂ અને દારૂના પીપનો અંદરનો દેખાવ ( Counterpart )—આપણે આગળ જોઇ ગયા તેમ—જોશે, ને દારૂ અને દારૂના શીશાને પકડવા દોડશે પરંતુ તેનું સૂક્ષ્મ શરીર દારૂ, પીપ, શીશા અને માપ બધામાંથી પસાર થઇ જશે અને હવે તેની ઘણી ભુંડી દશા થશે. તે દારૂ પીવા મથશે પરંતુ તેનાથી તે પી શકાશે નહિ, જે પ્રમાણે એક માણસ ઘણો ભુખ્યો હોય અને તેની પાસે મિઠાઇની પત્રાળી—થાની મૂકવામાં આવી હોય પરંતુ તેને પોતાને એક થાંભલા સાથે એવી રીતે બાંધવામાં આવ્યો હોય કે તેનાથી તે થાળને અડી શકાય નહિ, પરંતુ જોઇ શકાય ખરો તો તેની જે દયાજનક દશા થાય તે પ્રમાણે આ દારૂડીયાની દશા થવાની અને તેવીજ દશા જેઓએ સ્થૂલ શરીરની માંગણીઓ (Demands) ને હદ ઉપરાંતનું ઉત્તેજન આપ્યું હોય છે, તેની થાય છે.

## કંજુસની નરક

આ પ્રમાણે જે કંજુસ મનુષ્ય હોય છે અને જેણે દમડી દમડી બચાવી લાખો રૂપીઆ એકઠા કરી તે રૂપીઆનો સેવક બની જીંદગી ગુજારી હોય છે અને મરતાં મરતાં પણ એક બદામ સરખી ખર્ચવા જેણે જીગર ચલાવ્યું નથી તેની શું દશા થાય છે ? તે આ વાસનાલોકમાં આવીને પોતાના દ્રવ્યના ઢગલાને જુએ છે અને કમનસીબે જો તેનો છોકરો અથવા તેની પાછળનાં સગાં તે પૈસાને છુટે હાથે વાપરતા જુએ છે તો તેનું કાળજું કપાઇ જાય છે—ને બળી જાય છે, અને તે પોતે હવે પૈસાનો માલીક રહ્યો નથી એ જોઇ વધારે ને વધારે દુઃખી થાય છે અને બીજા કોઇ બ્હારના મારનાર વગર જ જાતે અંદરથી અસહ્ય માર—વેદના—ત્રાસ ભોગવે છે.

## અદેખાની દશા.

આ જગતમાં રહીને જે માણસે અદેખાઇનો દુર્ગુણ ઘણો જ પોષ્યો હોય છે તેનું શું થાય છે તે આપણે જોઇએ. તે જ્યારે વાસના લોકમાં આવીને જુએ છે કે જે માણસપર તે પ્રેમ બતાવતો હતો તે માણસ બીજા પ્રતિ પ્રેમ બતાવે છે અને તેને પોતાને યાદ પણ કરતો નથી એટલું જ નહિ પરંતુ

તેની પરવા પણ કરતો નથી ત્યારે તે એટલો બધો દુઃખી થાય છે કે તે દુઃખનું વર્ણન તેજ જાતે કરી શકે. અદેખાઇનાં ચિન્હ, અને તે દુર્ગુણ અહીં ઘણો જ વકરે છે કારણ કે અહીં તેને ઘણે દૂર જોવામાં અને ખુલ્લે ખુલ્લું જોવામાં કોઇ પણ દિવાલ કે ઘર આડું આવતું નથી અને તે હવે પોતાના પ્રેમના વિષયને અને તે માણસ જેના પર સાચો પ્રેમ બતાવે છે તેને સાચા સ્વરૂપમાં જોશે. આમ થવાથી જો કે હવે તે બન્નેના પ્રેમમાં આડો આવી શકતો નથી તો પણ તે પોતાથી ન ખમી શકાય—ન દેખી શકાય એવા દેખાવો જોઇને ત્રાહ ત્રાહ પામે છે અને તેણે પોતાને માટે સ્થૂલ શરીરમાં રહીને બનાવી મૂકેલા નરકમાં આવી બળે છે.

## વેર લેવા ઇચ્છનારનું દૃષ્ટાંત.

'થિઑસૉફિકલ રિવ્યુ' ના ૨૨ મા ગ્રંથમાં ૧૮૧ મે પૃષ્ટે એક અદ્‌ભૂત દૃષ્ટાંત આ સંબંધમાં આપવામાં આવ્યું છે. "મ્હારા એક મિત્રની પાસે એક એવી કટારી હતી કે જેના પ્રભાવે દરેક માણુસ જે તેને હાથમાં લે તેને સ્ત્રીજાતના ઉપર અત્યંત તિરસ્કાર ઉત્પન્ન થાય અને સ્ત્રીનું તે કટાર વડે ખૂન કરવા ધસે. આ કટાર મ્હેં હાથમાં લઇ તે વડે પ્રયોગ કરવાનો શરૂ કર્યો. હાથમાં કટાર લેતાં જ મને વિચિત્ર જાતનું

ખેંચાણ થયું અને કોઇ મને ધસડતું હોય એમ જણાયું. મ્હેં ખસવાની ના પાડી અને કોણ મને ખસેડે છે તે જોવા ઇચ્છા રાખી. મ્હેં જોયું તો મને તે ખસેડનાર એક જંગલી જણાતો પઠાણ હતો. હું ન ખસ્યો તેથી તે મ્હારા ઉપર ઘણોજ ગુસ્સે થયો. મ્હેં તેને પૂછ્યું કે તે શું કહેવા માગે છે પરંતુ તે સમજ્યો નહિ. તેથી મ્હેં ઉંડી નજર નાંખી અને મને જણાયું કે તેની ઓરત આ પઠાણની જીંદગી દરમ્યાન બીજા માણસના પ્રેમમાં પડી હતી અને આ પઠાણે તે નજરે જોવાથી તેણે તે બન્નેનાં તે કટારવડે ખૂન કર્યાં હતાં કે જે કટાર મ્હારા હાથમાં અત્યારે હતી. તે પછી આખી સ્ત્રીજાતિ ઉપર-થી તેનો વિશ્વાસ ઉઠી ગયો હતો અને આખી સ્ત્રી જાતનું વૈર લેવાના તેણે સોગન ખાધા હતા. તે પછી તેણે તેની સાળી અને તે પછી એક બીજી સ્ત્રીનું પણ ખૂન કીધું હતું અને તે પછી તેનું પોતાનું ખૂન કરાયું હતું. આવા પ્રકારના મરણ બાદ તે આ વાસનાલોકમાં આવ્યા પછી આ કટાર સાથે ઘણા જ ગાઢ સંબંધમાં આવી ગયો હતો અને જેની પાસે તે કટાર જાય તેને તે ખૂન કરવા ઉશ્કેરતો. મ્હેં ખૂન કરવા જરાપણ ઇચ્છા દર્શાવી નહિ તેથી મ્હારાપર તે ઘણો ચિડા-યો અને અંતે મ્હેં તેને એક હિન્દી ભાઇબંધને સોંપી દીધો

જેણે તેને સમજાવ્યો અને તેની સંમતિ મેળવી. તે કટારને મ્હેં ભાંગી નાંખી તેના ટુકડા કરી દાટી દીધા. તે પ્રમાણે કટાર તોડવાની હા પાડી હોત કે નહિ તોપણ તે કટારના ટુકડા કર્યા વગર હું રહેત નહિ."

## વેપારમાંજ દટાયેલા માણુસની સ્થિતિ.

હવે એક માણુસનો દાખલો લ્યો જે આખો દિવસ વ્હેપારમાં જ—ઑફીસમાં જ—દુકાનમાં જ દટાયેલો રહે છે—જેને બૈરાં—છોકરાં ઘરબારની કંઇ પરવા જ નથી—તે પર કંઇ પ્રેમની લાગણી જ નથી. આવો માણુસ મરીને ક્યાં જાય છે? ઑફીસમાં—દુકાનમાં! ત્યાં તેની આગળ વેપારની સ્થિતિ—વધારે પગાર મળવાની કુંચી ખુલ્લી જણાઇ આવે છે પરંતુ તે હવે પોતાની યુક્તિ (scheme) રજુ કરી શકે એવી હાલતમાં રહ્યો નથી—તે હુંડી લખી શકતો નથી, ચેકમાં સહી કરી શકતો નથી, ટેલીફોન કરી શકતો નથી અને પોતાની મુરાદ બર નહિ આવવાથી અત્યંત ભયંકર દુઃખ પામે છે અને હાય—બળાપો કરે છે. આ વળી બીજી જાતની નરક છે.

## કંઈ પણ કામ વગરના માણુસની સ્થિતિ.

એક માણુસ એવો છે કે જેને વખત કેવી રીતે ગાળવો તેની જ સમજ પડતી નથી. જેણે પોતાની સ્થૂળ શરીરની

જીંદગી વાત–ચીત ગપાટા, પત્તાં રમવા વગેરેમાં ગુમાવી છે. આ માણસ પ્રેતલોકમાં આવીને જુએ છે તો વખતને મારવાનો રસ્તો તેને સૂઝતો નથી, તે વાતચીત કરી શકતો નથી, જે પત્તાં રમી શકતો નથી, તે નવા નવા પોષાકો પ્હેરી શકતો નથી, ઇવનીંગ અને ડીનર પાર્ટીમાં ભાગ લઇ શકતો નથી અને વખત ગુમાવવો એ એને માટે ઘણું જ મુસીબત ભર્યું કામ થઈ પડયું છે. આવો માણસ તદ્દન જુદી રીતે હેરાન થાય છે અને વખત ગુમાવવાનો રસ્તો ન મળવાથી દુઃખી દુઃખી થઇ જાય છે.

## મરણ પામેલા લડવૈયા ( soldiers ) ની સ્થિતિ.

આ લોકમાં લડવૈયો આવ્યા પછી પોતાને તેના તેજ ખાકી વેષમાં જુએ છે કારણ કે સ્થૂલ દેખાવની પ્રતિછાયા તે ધારણ કરે છે. તે જોસમાંને જોસમાં બંદુક ફોડતો હોય એમ તેને લાગે છે, પરંતુ જુઓ, સામેથી એક શૅલ ( Shell ) ફૂટે છે અને તેના શરીર સાથે તેનો ટુકડો અથડાય છે પરંતુ તેને કંઇ જ ઇજા થતી નથી, અને તે ટુકડો તેના શરીરમાં થઇને પસાર થઇ જાય છે. આ પ્રમાણે અચંબાથી થોડા સમય જોઇ રહેવાની સાથે જ તેને જણાય છે કે તેના સંબંધમાં 'મરણ' એવી કોઇ દશા બનવા પામી છે.

પણ તેણે કંઈ અઘટિત કાર્ય કર્યું નથી અને મરણના ભયને તો તેણે જીંદગીમાંથી જ જીત્યો હતો એટલે તે અહીં આવવાથી બ્હીતો નથી પરંતુ પોતાના મિત્રો કે જેઓ સ્થૂલ શરીરમાં છે જેમને તે જોઇ શકે છે તેમને તે નવા નવા વિચારો મોકલે છે અને પોતાની જીતનો રસ્તો સૂચવ્યાં કરે છે. હવે એક લડવૈયો એવો છે કે જે પોતાનાં બૈરાં–છોકરાંનો વિચાર કરતો જ મરણ પામે છે. તે ક્યાં જાય છે ? પોતાનાં બૈરાં–છોકરાં પાસે. ત્યાં તેમની સ્થિતિ તે જોઇ શકે છે અને પોતાની પાર ન પડેલી મુરાદ વિચારદ્વારા તેમને જણાવી શકે છે.

## બૈરાં–છોકરાંવાળા માણસની મરણ પછીની સ્થિતિ.

જે માણસ બૈરાં–છોકરાંને ત્યજી મંદવાડમાં ગુજરી જાય છે તે ક્યાં જાય છે ? ત્યાંનો ત્યાંજ. તેજ ઓરડામાં પરંતુ દુઃખની લાગણી વગરનો બની રહે છે. તે જુએ છે તો તેનાં બૈરાં–છોકરાંને રોતાં–કકળતાં જુએ છે કારણ કે તેઓ એવું માનતાં હોય છે કે મરનાર માણસ કોઇ એવી જગોમાં ચાલ્યો ગયો છે કે જ્યાં માણસ જાત પ્હોંચી શકે જ નહિ, તેની સાથે હળી મળી ન શકાય અને વાતચીત ન થાય. મરનાર માણસ આ રૂદન જોઇ ઘણો દુઃખી થાય છે. તે

પોતાનાં સ્વજનોને પોતાની દશાથી વાકેફ કરવા માગે છે, પરંતુ અફસોસ ! તેઓએ પોતાના મનને એવા પ્રકારનું બનાવ્યું હોય છે કે આ માણસનો એક પણ વિચાર તેઓ ગ્રહણ કરી શકતાં નથી કારણ કે તેઓ માને છે કે ' મરનાર મરી ગયો—ચાલ્યો ગયો—નાશ પામી ગયો, ' જ્યારે આ માણસ એવું સમજાવવા માંગે છે કે ' મરનાર જીવે છે, ચાલ્યો નથી ગયો પરંતુ તેમની પાસેને પાસેજ છે. " આ માણસની નરક તદ્દન જુદા પ્રકારની !

## સ્થૂળ જગત્ સાથે બંધાયેલા પ્રેતો.

આપણે ઉપર એવા દાખલાઓ જોયા કે જેમાં માણસ પોતાના દુર્ગુણોથી અથવા તો આસપાસના સંયોગોથી હેરાન થાય છે. એમાં પૃથ્વીપરનો બીજો ખાસ સંબંધી જોવામાં આવ્યો નહિ. હવે આપણે એવા દાખલા લઇશું કે જેમાં મરનાર વાસના લોકમાં જવા છતાં આ પૃથ્વી સાથે એટલો બધો ગાઢો સંબંધ ધરાવતો હોય છે કે જ્યાં સુધી તેના મનની મુરાદ બર નથી આવતી ત્યાં સુધી તે કંઈ ને કંઇ તોફાન સ્થૂલ ભુવનપર મચાવ્યાંજ કરે છે અને તેની વાસના તૃપ્ત થયા પછીજ તે સ્થૂલ ભુવન સાથેનો સંબંધ ત્યજી દે છે. આમાં પણ જાણવું જોઇએ કે તે માણ-

સને એ તોફાન મચાવવામાં ઘણુંજ દુઃખ થાય છે કે જે દુઃખ દારૂડીયાના દુઃખ કરતાં પણ વધારે ભયંકર હોય છે. દારૂડીયાના દુઃખનો આધાર પોતાના મનની સ્થિતિપર રહેલો છે, અને તે પોતાના મનની સ્થિતિ ફેરવતાં પોતાનું દુઃખ નિર્મૂળ કરી શકે એમ છે જ્યારે આ માણસના દુઃખનો આધાર સ્થૂલ જગતના જીવો પર રહેલો છે અને તેઓ જ્યાં સુધી તેની મુરાદ બર લાવતા નથી ત્યાં સુધી તે દુઃખાગ્નિમાં બળ્યાંજ કરે છે. જે મરનાર જીવાત્માઓની વાસના ઘણીજ પ્રબળ હોય છે અને જેઓ કોઈ નિર્બળ મનુષ્યોના શરીરને પોતાના સાધન ( Medium ) રૂપે વાપરે છે તેઓ જે આપણે ભૂત-પ્રેત એ સંજ્ઞાથી ઓલખીએ છીએ અને તે વખતે પણ આપણે માનતા થઇએ છીએ કે માણસ મરી જતો નથી પણ મરણ બાદ હયાતી ધરાવે છે. કેટલાક જીવાત્માઓની વાસના એટલી પ્રબળ હોય છે કે તેઓ સ્થૂલ ભૂવનપરના અણુઓને પોતાની તરફ આકર્ષી આપણા જેવુંજ શરીર બનાવી દેખાવ દે છે ( materialize ) અને આવા દૃષ્ટાંત આપણામાંના ઘણાઓએ જોયાં છે—હવે સિદ્ધાંતપરથી આપણે સાબિતિપર આવીએ.

## મીસીસ વેબનું ભૂત.

નૉર્થનટન શાયરના **આર્બી** નામના ગામમાં એક ઘર હતું. ત્યાં **મીસીસ** વેબ નામની સ્ત્રી મરણ પામી હતી. તે સ્ત્રીએ ઘણીજ મુફલીસ દશામાં પોતાની જીંદગી ગુજારી હતી અને તેના મરણ બાદ તે વારંવાર ભૂતરૂપે દેખાવ દેતી. લોકોએ વિચાર કર્યો કે તેણીએ કંઈ ખજાનો સંતાડયો હશે અને તેજ પ્રમાણે તેણીના છાપરા નીચેના ભાગમાં દ્રવ્ય સંતાડેલું માલમ પડયું. આમ છતાં પણ તેણી આવતી બંધ થઇ નહિ અને આખરે એમ જણાયું કે તેણીનું અમુક દેવું આપવાનું બાકી રહ્યું હતું. જે તેણીએ કોઇના મગજમાં વિચાર દ્વારા જણાવ્યું અને તે દેવું આપ્યા પછી તેણીનું પ્રેત આવતું બંધ થયું.

## નિરાશ થયેલો આશક.

'Footballs on the boundary of Another World' એ નામના પુસ્તકના ૩૧૮ મા પાને એક દાખલો આ સંબંધમાં આપવામાં આવ્યો છે. એક ફ્રેન્ચ ઍક્ટ્રેસ (actress) પર એક જુવાન આશક થયેલો હતો પરંતુ અમુક સંયોગોને લીધે તેણીનો હાથ મેળવવાને અશક્ય નીવડયો હતો. તે આશક તેણીનાપર ગુસ્સાની લાગણી સાથે અમુક વખત પછી મરણ પામ્યો હતો અને મરતાં મરતાં તેની એકની એકજ

વાસના હતી કે મરી ગયા પછી તે ભૂત થઇ તેણીને ભડકાવે. આવી પ્રબળ વાસનાને પરિણામે તે માણસના મોત પછી અમુક દિવસે બરાબર અગ્યાર વાગે કે જે ટાઇમે તે મરી ગયો હતો તે ટાઇમે તે સ્ત્રીએ એક કારમી સાંભળી અને તેણી ઘણી જ બ્હીની. તે દિવસ પછી હમેશાં બરોબર અગ્યાર વાગે તેણી ગમે ત્યાં હોય પરંતુ આવા પ્રકારની ચીસ સાંભળતી અને તેણીના મનમાં ઘણોજ ભય ઉત્પન્ન થતો. થોડા દિવસ પછી તે ચીસને બદલે તેણી તેના પડોશમાં પિસ્તોલનો ગભરાવી નાંખે એવો અવાજ સાંભળી ભડકતી. આ પ્રમાણે બરાબર ત્રણ માસ સુધી ચાલ્યું અને પારીસની પોલીસ પણ આ થતું અટકાવવા અશક્ય નીવડી. આ ઉપરાંત પણ બીજી જાતની હરકતો તેણીનાપર બરાબર અઢી વર્ષ સુધી પડી (તે માણસના મરવાના અગાઉ અઢી વરસની તેઓ બન્નેની મોહોબત હતી.)

## વૈર લેવા ઇચ્છનાર એન્જીન ડ્રાઇવર.

નવેમ્બર ૧૮૮૫ ના થિઓસોફિસ્ટના અંકમાં મી. લીડબીટરે ઉક્ત મનુષ્યનું દૃષ્ટાંત લખ્યું છે. એક એન્જીન ડ્રાઇવર ઘણાજ અદેખાઇ ભરેલા ગુસ્સા સાથે મરણ પામ્યો હતો કારણ કે જે સ્ત્રી સાથે તે પ્યારમાં હતો તે સ્ત્રીપર બીજો

શખસ પણ પ્રેમ દર્શાવતો હતો. આ એન્જીન ડ્રાઇવરે મરણ પછી પોતે સ્થૂલ શરીરમાં દેખાવ દીધો અને એક એવી યુક્તિ કરી કે જેના પરિણામે તેનો હરીફ એક અકસ્માતથી મરણ પામ્યો.

## મરી ગયેલા પાછળ રોવું નહિ એવું ઉપદેશનારા પ્રેતો.

મીસીસ એ. ઇ. વ્હાઇટહેડની 'Dealings with the Dead' નામક ચોપડીના ૧૫૮ મા પૃષ્ઠે આ પ્રમાણે એક દાખલો આપવામાં આવેલો છે. કોરે નામના એક ગામમાં એક છોકરી રહેતી હતી જેણે થોડા સમય થયાં પોતાની માને મ્હોતના પંઝામાં ગુમાવી હતી. રાત્રિ અને દિવસ તેણી રોયાં કરે અને કોઇના દિલાસાથી શાંત પામે નહિ. એક સાંજે તેણી ઘુંટણીએ પડી પ્રાર્થના કરવા લાગી અને મધ્ય રાત્રિ સુધી પ્રાર્થના જારૂ રાખી. તે પછી તેણીએ પોતાની નજર આગળનો પડદો દૂર કર્યો અને જોયું તો એક મ્હોટું સરઘસ જતું હતું, જેના આખરે એક જીવાત્મા એવો જોવામાં આવ્યો કે જે પોતાની જાતને મહા મુશીબતે ખેંચી જતો હતો અને જેની પાસે એક ડોલ (Bucket) હતી જેમાં કાળું અને અરૂચિકર પાણી ઉભરાઇ જતું હતું. આ જીવાત્માને આ છોકરીએ તત્કાલ ઓળખી કાઢયો અને તે

કોઇ ન હતું પણ તેની વ્હાલી માજ હતી. આ ઉપરથી તેણી ઘેર આવી રોજ કરતાં ઘણી વધારે રડવા માંડી કારણ કે તેણીને લાગ્યું કે તેણીની મા બીજી દુનિયા–પ્રેતલોકમાં દુઃખી હતી. કાળા પાણીથી ભરેલી ડોલ તેશું તે તેણી સમજી શકી નહિ અને પાદરીને પૂછતાં તેણીને એમ કહેવામાં આવ્યું કે કાલ જ્યાં તે ગઇ હતી ત્યાં આજ પણ જવું. તે દિવસે પણ મધ્ય રાત્રિએ બધા જીવાત્માઓનું સરઘસ જતાં તેણીને જણાયું, જેમાં તેની મા છેવટની હતી અને તેનામાં કાલના કરતાં આજ એટલો વિશેષ ફેરફાર થયો હતો કે આજ કાળા પાણીની ભરેલી **એક ડોલને બદલે બે ડોલ** તેણીને લઇને જવું પડતું હતું અને તેણીને ઘણોજ ભાર લાગતો હતો અને વિશેષ દુઃખી થતી હતી. માના દુઃખમાં ભાગ લેનારી દીકરીએ માનું દુઃખથી ભરેલું મ્હોં જોઈ માને પૂછયું કે “ મા, તું આટલી બધી દુઃખી કેમ ? માએ જવાબ આપ્યો. “ હું દુઃખી શા માટે ? નાદાન છોકરી તું રોવાનું કયારે મૂકી દેશે ? આ બે ડોલ અત્યારે તો મ્હારે ઉપાડવી પડે છે પણ તું જ્યારે રોજ રોયાં કરીશ તો હમેશાં મ્હારે એક એક ડોલ વધારે ઉપાડવી પડશે. યાદ રાખ, છોકરી, કે મરનારની પાછળ કદી ન રોવું જોઇએ અને જેઓ રૂદન–વિલાપ કરે છે તેઓ મરનારને પાછા મેળવી શકતા નથી એટલું જ નહિ

પરંતુ મરનારને વધારે દુઃખી કરે છે. ” ત્રીજે દિવસે છોકરી બીલકુલ રડી નહિ પરંતુ પ્રાર્થના કરવા ગઇ. ત્યાં મધ્ય રાત્રિએ તેણીને જણાયું કે તેની મા ઘણીજ આનંદી અને તેજસ્વી ચ્હેરાથી જલ્દીથી પસાર થઇ જતી હતી !

## વર્કશોપમાં નુકસાન.

૧૮૮૩ ના માર્ચની ૧૦ મી તારીખે રેટફર્ડ નામના ન્યુસ પેપરમાં ‘workshop aud Gainsborough news’ના મથાળા તળે આ પ્રમાણે બનાવ જાહેર કરવામાં આવ્યો હતો “ ૧૮૮૩ ના માર્ચની ૩ જી તારીખે શનિવારે વર્કશોપ નામના શહેરમાં ભારે ઘોંઘાટ ફેલાયો હતો કારણ કે જોસેફ વ્હાઇટ નામના માણસનો ઘરનો સામાન કોઇ અદૃશ્ય ન દેખી શકાય એવી વ્યકિતથી ભાંગી–અફાળી કાઢી નાંખી દેવામાં આવતો હતો. ન્યુબિલ્ડીંગ ગ્રાઉન્ડ જયાં ઉકત મી. વ્હાઇટનું ઘર છે, ત્યાં આ બાતમી જેઓએ મીઠાં–મરચાં સાથે સાંભળી હતી તેઓનાં ટોળે ટોળાં આ તમાસો જોવા આખો દિવસ આવ્યાં કરતાં. બીજી બાબતોમાં આ એક બાબત મ્હારી નજરે આગળ મ્હેં જોઇ. ખોરાકના કોઠાર પાસે એક પાણીનું વાસણ પડયું હતું જે અચિન્ત્યું ઉપર ચઢવા માંડયું અને મ્હારા માથા ઉપરની બાજુએ જઇ મ્હારા પગ આગળ પડયું અને તેના કટકે કટકા થઇ ગયા. આ શાથી બન્યું તે હું કહી શકું નહિ જો કે

કોઠારની પાસેમાં પાસે હું જ હતો. એ ઓરડામાં એક ઝાંખો દીવો બળતો હતો. લગભગ અડધો ડઝન માણસો આ ઓરડામાં હાજર હતા અને કોઈ કહી શકયા નહિ કે આ શાથી બને છે. તે પછી એક ઘડિયાળ એક બીજું વાણસ વગેરે અથડાઇ અથડાઇ પડયાં. દરેક ચીજો વીજળીની પેઠે ઉડતી જણાઈ અને આમાનું કારણ કંઇ સમજી શકાયું નહિ"

## બીજા કેસો.

આપણા પર ખાસ પ્રેમ બતાવનારા આપણા સ્વજનો, કે ગુપ્ત મદદગારો જેઓ નિસ્વાર્થપણે આપણા સ્થૂલ જગતના જીવોને અને પ્રેતલોકના જીવોને મદદ કરવામાં પોતાનો સમય આનંદથી ગુજારે છે તેઓ તરફથી કેટલીક વખતે કેટલાક માણસોને ભયંકર પરિણામ આવવાની સૂચના, મરણ નજદીક આવવાની સૂચના વગેરે જૂદા જૂદા પ્રકારે આપવામાં આવે અને આવા અનેક દૃષ્ટાંતો મોજુદ છે, પરંતુ તે બધાં દર્શાવવા માટે એક મ્હોટા ગ્રંથની અપેક્ષા રહે છે.

## બુદ્ધિસંપન્ન વિષયમાં રસ લેનારની સ્થિતિ.

આપણે સાધારણ માણસ અને તેથી ઉલટા એક સ્વાર્થાંધ માણસ એ બન્નેનું શું થાય છે તે જોયું. હવે આપણે જે માણસને બુદ્ધિસંપન્ન વિષયોમાં રસ હોય એવા માણસનું

શું થાય છે તે જોઇશું. મ્હારે કહેવું જોઇએ કે સ્થૂલ જગત્‌ના માણસોનો મ્હોટો ભાગ જાગૃતાવસ્થામાં ઘણો સમય પોતાને ન પસંદ ન હોય એવા કામમાં વ્યતીત કરે છે, કારણ કે માત્ર રળવા ખાતર જ તેઓનો ઘણોખરો વખત જાય છે, કે જે વખત જો તેમને રળવાની જરૂર ન હોય તો સારા રસ્તે ગુજારી શકાત. આ જ માણસની તે સ્થિતિ ઉપર વિચાર કરો, કે જ્યારે આવી મ્હેનત કરવાનો અવસર જતો રહે છે: કારણ કે પ્રેતલોકમાં આવ્યા પછી સ્થૂલ શરીર નહિ હોવાથી તેને ખાવા સારૂ રળવાની જરૂર રહેતી નથી. બચપણથી તે અત્યાર સુધીમાં માત્ર આ વખતે જ તેને આવો સમય પ્રાપ્ત થયો છે, કે જ્યારે તે પોતાની મરજી અનુસાર કામ કરી શકે. ધારો કે એક માણસનો સ્થૂલ દેહ વખતનો આનંદ વાજિંત્રમાં હોય છે; તો આ લોકમાં જેને આપણા સુસ્ત કાન શ્રવણ પણ કરી શકે નહિ અને સમજે પણ નહિ એવું હેરત પમાડે તેવું વાજીંત્ર અહીં તેના સમજવામાં આવશે. જો તેનો આનંદ સૃષ્ટિની સુંદરતા જોવાનો હોય તો તેને વાસ્તે સારી આલમની સુંદરતા છૂટી મૂકવામાં આવી છે, જે તે પોતાની મરજી મુજબ ફરીને જોઇ શકે. જો પોતાની કલ્પના સાયન્સ અથવા ઇતિહાસ ઉપર કરે, તો આખી દુનીઆની લાયબ્રેરી તેના વાસ્તે ખુલ્લી મૂકી છે; અને આ બધી બાબતોમાં તેને આશ્ચર્યકારક

આનંદ થાય છે અને લેશ માત્ર પણ કંટાળો લાગતો નથી.

## નિ:સ્વાર્થી કાર્ય કરવાની દશા.

આ બધો વખત મ્હેં માત્ર ફક્ત સ્વાર્થી ઇચ્છાઓ તૃપ્ત કરવાના દાખલા સંબંધમાં વિચાર કર્યો, જો કે ભલે તે સ્વાર્થી ઇચ્છા બુદ્ધિસંપન્ન વિષયો સંબંધની હોય, પણ અમારામાંના કેટલાક એવા છે કે જેઓને આથી પણ ઉચ્ચ પ્રકારનો આનંદ જોઇએ છે—જેઓનો મ્હોટામાં મ્હોટો ખુશીનો વિષય પોતાના મનુષ્ય ભાઇઓને મદદ કરવાનો હોય છે. તેઓ પોતાનો આ આશય વધારે જોશથી ગતિમાં મૂકશે અને સ્થૂલ જગત કરતાં સૂક્ષ્મ જગતમાં વધારે સારું કામ કરી શકશે. તેઓની નજરે એવા હજારો માણસો જણાશે કે જેમને તેઓ મદદ કરી શકે. આમ મદદ કરનારમાંના કેટલાક જાહેર પ્રજાને સારૂ કામ કરનારા હોય છે, જ્યારે કેટલાકો પોતાના મિત્ર અને સગાં સંબંધીઓને જ મદદ આપી તેમના દુઃખ ઓછાં કરવાં મથે છે. ઘણીવાર એમ બને છે કે, એક માતા પોતાના છોકરાને મૂકી ગઇ હોય છે તે પાછી તેના ઉપર પોતાની તપાસ રાખે છે અને તેની પાસે રહી એક રખવાળ કે દેવદૂત તરીકે કામ કરે છે.

આ પ્રેતલોક કેટલાકને વાસ્તે સુખમય હોય છે, જ્યાં કેટલાકને દુઃખમય લાગે છે. પણ પ્રેતલોક પછીની દશા તો

સર્વેને સારૂ સુખમયજ હોય છે. હવે એક પ્રશ્ન બાકી રહે છે તે એ છે કે ત્યારે આપણે આ પ્રેતલોકમાં આપણી કાંઇ પણ ઉન્નતિ કરી શકીએ કે કેમ? હા, ખરેખર. વિષયી માણસની માત્ર એટલીજ ઉન્નતિ થાય છે કે તેની વાસનાઓ બળી જાય છે, અને જે માણસ બીનસ્વાર્થી રીતે બીજાને મદદ કરવા સારૂ આ લોકમાં પ્રયત્ન કરતો હોય છે તે પોતાના આત્માની અપ્રકટ શક્તિઓને પ્રકટ કરે છે અને હવે પછીના ભવમાં કેટલીક ખાસ શક્તિઓ લઇને જન્મ લે છે. આમ હોવાથી આ લોકમાં પણ આપણી ઉન્નતિ કરી શકીએ તે શંકા વગરનું છે.

## સ્વર્ગભૂમિ.

સ્વર્ગ એ કાલ્પનિક સુખ નથી પણ સત્યથી ભરેલું સુખ છે. પણ આ સમજાવવા સારૂં આપણે એક લાંબા કાળથી આવેલા જુના વિચારને જૂદા રૂપમાં સમજવા કોશીશ કરવી પડશે. કોઈ સ્થૂલ જમીનને સ્વર્ગ નામ અપાયું નથી; પણ સ્વર્ગ એ જ્ઞાનશક્તિની અમૂક સ્થિતિ છે. જો તમે એવો પ્રશ્ન કરો કે "**સ્વર્ગ ક્યાં છે?**", તો મ્હારે તમને એવો જવાબ આપવો પડે કે **તે આ ઘડીએ અત્યારે તમારી આસપાસ અહીંઆંજ** છે. પવન જેટલે દરજ્જે તમારી પાસે કહી શકાય તેટલેજ દરજ્જે તે ભૂમિ તમારી પાસે કહી

શકાય. આ જોવાને માટે આપણા માનસિક શરીરને જાગૃતાવસ્થામાં વાપરતાં શીખવું જોઇએ. સૂક્ષ્મ શરીરને આ પ્રમાણે વાપરી શકાય અને તે મારફત પ્રેતલોક દેખી શકાય એ મ્હેં હમણાંજ કહ્યું હતું; તેજ પ્રમાણે તૈજસ શરીર, કે જે સૂક્ષ્મ શરીરની અંદર છે તે વાપરવાથી સ્વર્ગભૂમિ, તેમાં વસનારા લોકો અને તેમાં અનુભવાતાં સુખો એ બધું આપણે જોવા શક્તિમાન થઇએ. શકિત તો આપણી અંદર છે પણ તે અપ્રકટ છે. જેમ માણસ સ્થૂલ દેહનો ત્યાગ કરી પછી સૂક્ષ્મ દેહમાં જાય છે અને સૂક્ષ્મ દેહમાં ગયા પછી આત્મા પોતે પોતાના શરીરોને પાછાં ખેંચી લેવાના કામમાં લાગેલો હોવાથી પ્રેતલોકમાં તેનું જીવન પૂરૂં થયા પછી તે સ્થૂલ શરીરને જેમ આગળ ત્યજી દીધું હતું તેમ 'વાસના શરીર'નો પણ ત્યાગ કરે છે અને હવે માત્ર માનસિક શરીરમાં રહેવા માંડે છે. આ પ્રેતલોકમાં તેનું મરણ થાય છે તે વેળા કોઇ પણ જાતનું દુઃખ અગર ચિંતા કશું થતું નથી પણ જેમ સ્થૂલ શરીરના ત્યાગ વખતે તે કેટલોક વખત બેભાન રહ્યો હતો તેમ આ વખતે પણ થોડો સમય બેભાન અવસ્થામાં ગુજારે છે. અહીંઆં આપણે માત્ર વિચારની જ સૃષ્ટિમાં હોઇએ છીએ. અને વિચારને આપણે પ્રકટ હાલતા ચાલતા રૂપમાં દેખીએ છીએ. આપણે એવી ટેવવાળા હોઇએ છીએ કે જે સ્થૂલ સૃષ્ટિમાં

દેખાય છે તેજ ખરૂં માનીએ છીએ અને બીજા બધાને સ્વપ્ન તરીકે સ્વીકારીએ છીએ. આમ હોવાથી જ્યારે 'વિચારની સૃષ્ટિ' એ શબ્દ આપણે સાંભળીએ છીએ ત્યારે આપણને આ બધું સ્વપ્ન જેવું ભાસે છે.

માણસના જેવા પ્રકારના વિચાર હોય તેવા પ્રકારનું સુખ તેને સ્વર્ગમાં મળે છે. સ્વર્ગના સુખની હદ અને તેનો પ્રકાર તે માણસના સ્થૂલ શરીરમાં રહીને કરેલા વિચારોપર આધાર રાખે છે. તેણે પોતાનું વાસના શરીર સ્થૂલ સૃષ્ટિમાં રહીને ઇચ્છાઓ અને વિકારોથી બનાવ્યું હતું અને તે શરીરમાં તેને પ્રેતલોકમાં રહેવું પડયું હતું. અને પોતાની વર્તણુંક પ્રમાણે તે વખત તેને સુખી અગર દુઃખથી ભરેલો ભાસતો. હવે નરક—પ્રેતલોકનો સમય પુરો થઇ ગયો હોવાથી માત્ર ઉચ્ચ પ્રકારના વિચારો બાકી રહેલા હોવાથી તેઓ તેની આસપાસ એક કોટ જેવું બનાવે છે અને તેની મદદથી વિચારની સૂક્ષ્મ પ્રકારની ધ્રુજરીઓ તે ગ્રહણ કરવા શક્તિમાન થાય છે. અને આ ભૂમિમાં તેને વિચારમાં જ આનંદ માનવાનો હોય છે અને સ્થૂલ શરીર અને સૂક્ષ્મ શરીર એ તેણે નાંખી દીધેલાં હોવાથી કોઈ પણ જાતનું દુઃખ તેને ઘેરતું નથી પણ તે સુખની અત્યંત મજબુત ઇમારતમાં મ્હાલે છે અને દિવ્ય સુખનો અનુભવ કરે છે.

## નરક અને સ્વર્ગમાં ક્યાં સુધી રહેવું પડે છે ?

નરક—પ્રેતલોકમાં ક્યાં સુધી રહેવું તે માણસની વાસનાના જોરપર આધાર રાખે છે જેમ જેમ વાસના ઘટતી જાય તેમ તેમ તેના પ્રેત લોકમાં રહેવાના વખતમાં ઘટાડો થતો જાય. આવો સમય ૨૦ થી ૮૦ વર્ષ સુધીનો લગભગ હોય છે. સ્વર્ગમાં મનુષ્યે પોતાના શુભ વિચારોનો બદલો લેવાનો હોય છે. નિઃસ્વાર્થ, પ્રેમ, ભક્તિ, આનંદ વગેરે સદ્‌ગુણો જે તેણે સ્થૂલ ભુવનમાં કેળવ્યા હોય છે તેનો અહીં તેને સાક્ષાત્કાર થાય છે. જે સારી ભાવનાઓ તેણે મનમાં ઘડી રાખી હોય છે તે ભાવનાઓ અહીં તે સફળ થયેલી જુએ છે. જે શુભ દેખાવો તેણે જોવાની ઇચ્છા રાખી હોય છે—નિઃસ્વાર્થ, પ્રેમ, અને આનંદથી ભરેલા આત્માઓ, ગુરૂઓ પેગમ્બરોને તે અહીં જુએ છે, તેમને મળે છે અને આનંદ કરે છે. આ આનંદનો સમય લગભગ ૫,૦૦ થી ૧,૫૦૦ વર્ષ જેટલો હોય છે.

## પછી શું ?

જેમ સ્થૂલ શરીર અને પ્રેતશરીર—વાસના શરીર તેને છોડવું પડયું હતું તેમ સૂક્ષ્મ શરીર પણ તેને છોડવું પડે છે અને તે પછી તે થોડોજ વખત કાર્મણ શરીરમાં રહી પાછો તરતજ સ્થૂલ ભુવનમાં જન્મ લે છે.

## માણસને આ બધા ભુવનોમાં ફરવાની જરૂર શી !

દરેક ભુવનમાં જુદા જુદા અનુભવો લેવા માટે જીવાત્માને તેમાં ફરવાની જરૂર પડે છે. આપણે માત્ર એકજ ભુવનપર આપણી શકિતને કામે લગાડતા હોવાથી આપણે એકલા તેજ ભુવનના વિચારોને વધારે અગત્ય આપીએ છીએ. પરંતુ જો આપણામાં આ બધા ભુવનની સ્થિતિ સંબંધમાં પૂરતું જ્ઞાન હોય તો જેમ આપણે ન્હાનાથી મ્હોટા થતા જઇએ છીએ અને તેથી દુઃખી થવાને સટે આનંદ પામીએ છીયે તેજ પ્રમાણે આ બધા ભુવનોમાં ફરવાથી આપણે વધારે આનંદી બનીએ છીએ, અને જુદા જુદા અનુભવો લઇ કુશળ બનીએ છીએ. જેમ આખી દુનિયાની પુર્ણ માહિતિ મેળવવા ઇચ્છનાર ઉત્સુકને આખી દુનિયાની મુસાફરી કરવાની જરૂર પડે છે અને જેમ તે જુદા જુદા અનુભવો પ્રાપ્ત કરી અંતે આખી દુનિયાની માહિતિનો ખેરખાં થઇ જાય છે તેજ પ્રમાણે આપણે કે જેઓ પૂર્ણ થવાની ઇચ્છા રાખીએ છીએ તેઓને જુદા જુદા ભુવનોમાં જુદા જુદા અનુભવો લેવાની ફરજ પડે છે.

### અપવાદો.

ન્હાનાં બાળકો જેઓ તદ્દન ન્હાની વયેજ મરણ પામે છે તેઓ ઘણોજ થોડો વખત વાસના લોકમાં રહે છે અને

તરતજ જન્મ લે છે અને મ્હોટે ભાગે પ્રથમનીજ માના ઉદરમાં જન્મ લેવા જાય છે. કેટલાક એવા ભાગ્યશાળી જીવાત્માઓ હોય છે કે જેમના મરણ પછી તેમની પાસે ઘણાજ શુભ શુભ વિચારો જાય છે તેને પરિણામે તેઓ વાસના લોકમાં માત્ર નામનોજ સમય ગુજારી સ્વર્ગ ભૂમિમાં ચાલ્યા જાય છે. આપણાં પરમ ભાગ્યશાળી **મહારાણી** શ્રી **વિકટોરિયાના** સંબંધમાં આ પ્રમાણે બન્યું હતું. કેટલાક મહાત્માઓ મહાન્ દેવો—મહાન્ ગુરૂઓ—Adepts ના દિક્ષિત શિષ્યો માટે પણ દેશ—કાળ વગેરે જોઇ અમુક અમુક ફેરફારો કરવામાં આવે છે. વળી એક સાધારણ નિયમ એવો છે કે સ્ત્રીજાતિ અને પુરૂષ જાતિમાં જીવાત્માએ ઓછામાં ઓછા ત્રણ વખત અને વધારેમાં વધારે સાત વખત રહેવું અને તે પછી જાતિ બદલવી પડે છે. પરંતુ જે જીવાત્માઓએ અમુક જાતિના સદ્‌ગુણોને સારી પેઠે ખીલવ્યા હોય છે અને એક જાતિમાં હોવા છતાં બીજી જાતિના સદ્‌ગુણો પણ બીજી જાતિમાં હોય તેજ પ્રમાણે ધરાવે છે તેઓને માટે જાતિ બદલવા સંબંધનું બંધન જરા છૂટું મૂકવામાં આવે છે.

## મરી ગયેલા માણસોને શી રીતે મળાય ?

મરી ગયેલા માણસ સાથે આપણે હમેશાં રાત્રે હળીમળી વાતચીત કરીએ છીએ પરંતુ આપણે તે ભાન આપણા મગ-

જમાં નિદ્રા પૂરી થવાની સાથે જાગ્રત રાખી શકતા નથી માટેજ આ સવાલ થાય છે. જે માણસને આ મ્હાવરો પાડવો હોય ત્હેણે નિદ્રા ભરપૂર આવવાના સમયે પથારીમાં ન જવું પરંતુ અર્ધો કલાક પ્હેલાં જવું અને તે અર્ધો કલાક તેણે જે માણસ સાથે વાતચીત કરવાની ઇચ્છા હોય તેનું સૂક્ષ્મરૂપ નજર આગળ ઉતારી રાખવું અને રાત્રે નિદ્રામાં પોતે તેને ચોક્કસ મળશે—અહીંયાં વાતચીત કરતો હતો તેમ વાતચીત કરશે અને તે ઉપરાંત જ્યારે જાગ્રત થશે ત્યારે તેનું ભાન તે પાછો લઇ આવશે એવી દૃઢ કલ્પના કરવી. આપણે કેટલી વખતે નિદ્રામાં કોઇની સાથે વાતચીત કરીએ છીએ, કંઇ નવું નવું દેખીએ છીએ અને જાગ્રત થયા પછી આપણે કહીએ છીએ કે 'મને સ્વપ્ન આવ્યું' પરંતુ તે સ્વપ્ન બરાબર મગજપર ઉતારી શકતા નથી. કયાં સ્વપ્ન ખરાં છે તે જણાવવાનો આ વિષય નથી; ( તે માટે તો જીજ્ઞાસુએ 'Dreams' એ નામની મી. લીડબીટરની બુક જોઇ લેવી. ) છતાં આટલું કહેવું જોઇએ કે મનુષ્ય આ પ્રમાણે મહાવરો પાડશે તો આસ્તે આસ્તે પોતામાં તે શક્તિને સારા પ્રમાણમાં ખીલવી શકશે, અને અહીં જે પ્રમાણે તે મરનારની સાથે વાતચીત કરતો હતો તેજ પ્રમાણે તે મરણ પછી પણ વાતચીત કરવાનો અને જાગતાં વેંતજ તેને યાદ આવવાનું.

## મરી ગયેલા માણસને મદદ.

મરી ગયેલા માણુસોને ઘણા પ્રકારે મદદ આપી શકાય. કેટલાકોને તેઓ કયા લોકમાં આવ્યા હોય છે તે સમજાવવું પડે છે; કારણ કે તેમના ધર્મોએ જૂદાજ વિચાર તેમના મગજમાં ઠસાવી દીધા હોય છે; તેથી તેઓને શાંત કરી સમજાવવાની જરૂર પડે છે. કેટલાક મરી ગયેલા માણુસોને પોતે મરી ગયા છે એવું ભાન થતાં વેંતજ દીલગીરી થવા માંડે છે. આ લોકોને સમજાવવાની જરૂર પડે છે કે થઇ ગયેલું પાછું સુધરતું નથી અને આથી વર્તમાન દશાથીજ સંતોષ પામી દીલગીરીને એક તરફ ફેંકી દઈ પોતાનું કામ શરૂ કરવું જોઇએ. કેટલાકો હદ ઉપરાંતના વિષયી હોય છે. કેટલાકોની સ્થૂલ જગતની વાસનાઓ ઘણી રહી ગઇ હોય છે. આ બધા કેસો દયાજનક છે અને મદદગારોએ આ બધાને સમજાવવાની જરૂર પડે છે.

એટલા બધા દયાજનક કેસો પ્રેતલોકમાં આવે છે અને એટલી બધી મદદની જરૂર હજી છે કે આટલા મદદગારોથી પ્હોંચી શકાય તેમ હોતું નથી. દરેક માણસે પોતે હમેશાં મદદ કરવાની ઇચ્છાવાળા થવું જોઇએ અને મદદ કરવાના પ્રસંગો શોધ્યા કરવા જોઇએ. તમારી નજરમાં મરી ગયેલા

માણુસને મદદ કરવાનો પ્રસંગ આવે તો જરૂર તેને મદદ કરવા ચૂકશો નહિ.

## આ ઉપરથી શું સમજવું ?

હવે આપણે આથી સમજવું શું ? કોઇ પણ વાસનાને આપણા આત્મા ઉપર અસર થવા દેવી નહિ. આપણા અંતરાત્માના હુકમ પ્રમાણે માનસિક, વાસના અને સ્થૂલ શરીર વર્તવાં જોઇએ. આપણે મરણ પછી આપણા દુર્ગુણોથી આપણને જે ખમવું પડે છે તેનું ભાન થાય અને તે ભાન આપણે હમેશાં જાગ્રત રાખીએ તો આપણે આવા દુઃખોમાંથી બચી જઇએ.

## મરનારની પાછળ રડવું નહિ ?

આપણને આ ઉપરથી એટલી ખાત્રી તો થશેજ કે મરનાર માણસો આપણાથી દૂર નાસી જતા નથી પરંતુ આપણી સાથે અને આપણી આસપાસ જ રહે છે અને દિવસે મળવાને બદલે આપણે તેમને રાત્રિએ મળી શકીએ છીએ. તેણે હાડ પીંજરનો ડગલો ફેંકી દીધો હોવાથી તે તો વધારે સુખી થયો છે એ જોઈ આપણે રાજી થવું જોઇએ. અલબત્ત તેના સ્થૂલ શરીરમાંથી જતા રહેવાથી આપણને ઘણા નુકશાનો થયાં હોય, આપણી જીંદગી એક બોજારૂપ થઇ ગઇ હોય, આપણને ક્યાંઇ ચેહેન ન પડતું હોય પરંતુ આપણને રૂદન—વિલાપ કરવાથી

કશો ફાયદો થતો નથી એટલુંજ નહિ પણ ઉલટા આપણે જેને ચ્હાઇએ છીએ તેની જીંદગી અસહ્ય અને દુઃખી કરી મુકીએ છીએ જે કરવાનો આપણને કંઇ પણ હક નથી; અને મરનારના સંબંધી હોવાથી આપણે ત્યારેજ રૂદન કરી શકીએ કે જ્યારે આપણે **મરનારના બ્હારના-દેખાવનાજ સંબંધી હોઇએ પણ અંદરના સાચા શત્રુ હોઇએ.** દરેક શાસ્ત્રો આ પ્રમાણે ઉપદેશે છે. વળી, જેઓ કર્મના અચળ કાયદામાં શ્રદ્ધા ધરાવે છે તેઓ તો કદી રોઇ શકેજ નહિ કારણ કે તેઓ તો ખાસ કરીને જાણે છે કે કરેલા કર્મનો બદલો આ જન્મમાં મળે છે અને તેથી દુખી થતાં આપણે વધારે ખરાબ કર્મ ઉપાર્જન કરીએ છીએ. જ્યારે તે કર્મને તાબે થવાથી આપણે તે કર્મની સત્તાને નિર્મૂળ કરી દઇએ છીએ. વળી આ પણ સંતોષ લેવાનો છે કે જેટલું કર્મ આપણે ભોગવી લીધું તેટલું ભોગવવાનું જતું રહે છે માટે કર્મનું દેવું તો જલદીથી પતી જવું જોઇએ કે જેથી આપણે સુખ-સંપત્તિ વ્યાજ સાથે વધે એવો વ્યાપાર કરીએ છીએ.

## ઉપસંહાર.

મરણ પછીની દશાનું આ જ્ઞાન કાલ્પનિકથી, ભ્રમણારૂપ નથી કે નથી ટાઢા પ્હોરના ગપાટા, પરંતુ આ જ્ઞાન અને આ હકીકતોને સાયન્સથી પુરવાર કરવામાં આવી છે. વિલાયતના સુપ્રસિદ્ધ પ્રેતવાદી મી. સ્ટેડ, પ્રસિદ્ધ વિજ્ઞાનશાસ્ત્રી સર ઓલી-

**વર લૉજ** જેઓનો પુત્ર લડાઇમાં મરણ પામ્યો હતો અને જેનાપર **તેના મરણ** પછી તેના :પોતાના કાગળો આવ્યા હતા તેઓ વગેરે આ બાબતના સત્ય સંબંધમાં પુરતી ખાત્રી આપે **છે. હમણાં** અમેરિકામાં "Letters from the dead"– 'મરી ગયેલાના કાગળો, એ પુસ્તક બ્હાર પાડવામાં આવ્યું છે, જે વળી આ વિષયપર ઘણુંજ તેજ નાંખે છે. જેઓને આ વાંચવાથી લાગે કે આ જ્ઞાન સત્યથી ભરપૂર છે—સત્યથી પૂર્ણ હોવું જોઇએ તેણેજ તેનો સ્વિકાર કરવો. આમ સ્વિકાર કરનારે આ જ્ઞાન અને તેટલું વધારે પ્રચારવા શ્રમ લેવો કારણ કે આપણે જોઇ ગયા તેમ દુનિયા અંધકારથી ભરેલી છે અને સાચી વાતો **જણાવનારની** મ્હોટી ખોટ છે. છેવટે આ જ્ઞાન જે થિઑસૉફિકલ સોસાઇટી તરફથી આપણને મળ્યું તે સોસાયેટીનો, અને તેના સાચા સ્થાપક **મહાન્ દેવ મોરિયા અને કુથહુમી મહાત્માનો** તથા તે જ્ઞાન ઘણીજ સમજ સાથે લખનાર **મહાપુરૂષ લીડબીટરનો** હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું. આ સાચું અને અતિશય ઉપયોગી જ્ઞાન જેમ બને તેમ વધારે પ્રચાર કરનાર પર ગુપ્તજ્ઞાનની તિજોરીના માલીક **મહાત્માથી મોરિયા અને કુથહુમી પ્રભુના** આશીર્વાદો વર્ષો. **અસ્તુ.**

ૐ શ્રી.

M

# મહાત્માઓ

## અને

# તેમને મેળવવાનો માર્ગ.

પૂર્ણ પુરૂષ—જીવન મુક્ત મહાત્મા—Adept—Master કોને કહેવાય, કોણ કોણ મહાત્માઓ હાલ અસ્તિત્વ ધરાવે છે, ક્યાં છે, શું કરે છે, તેમને મેળવવા ક્યા રસ્તે ચાલવું, તેમને મેળવવાનું કારણ શું, તેમને એકજ વાર જોયા પછી મનુષ્યની જીંદગીપર કેવી અસર થાય છે તે વગેરે ઘણીજ ઉપયોગી માહિતિ સાથે, અને "મહાસમર્થ **મહાત્મા શ્રી મોરિયા પ્રભુનાં એક પરમભક્તની છબી સાથે આ પુસ્તક થોડાજ સમયમાં બહાર પડશે.**

**મૂલ્ય માત્ર ૦—૫—૦**

પ્રકાશક, '**ગુરૂમંત્ર.**'

ધનાસુતારની પોળ,—**અમદાવાદ.**

શ્રી

 # ગુરૂમંત્ર 

આખી દુનિયાના ધર્મ માત્રનું રહસ્ય ઘણીજ ખુબી સાથે દર્શાવવામાં આવ્યું છે. ધર્મ, વ્યવહાર વગેરેમાં જેને કુશળ થવું હોય, બાજો અને સ્વાર્થી મિત્રોથી ચેતતા રહેવું હ.., ખોટી વાસનાઓને મારી સદ્‌ગુણોને સારી પેઠે ખીલવવા હોય, અન્તે તન, મન, ધન અને આત્માની પણ ઉન્નતિ કરવી હોય તો આ પુસ્તક જરૂર વાંચવું. આ પુસ્તક હમેશાં પાસે રાખવાથી જીંદગીના ભોમિયાની ગરજ સારે છે. મૂલ્ય ૦—૪—૦.

પ્રકાશક, " ગુરૂમંત્ર."
ધનાસુતારની પોળ—અમદાવાદ.